પ્રકાશક :
ચતુરદાસ ચીમનલાલ
દિવ્યદર્શન કાર્યાલય
કાળુશીની પોળ,કાળુપુર
અમદાવાદ-૧

પ્રથમ આવૃત્તિ
વિ. સં. ૨૦૨૯
કિંમત રૂપિયા
Rs 5 - 00

પ્રાપ્તિસ્થાન
દિવ્યદર્શન કાર્યાલય
કાળુશીનીપોળ-કાળુપુર
અમદાવાદ—૧

દિવ્યદર્શન શાસ્ત્રસંગ્રહ
પં.કુબાઇ જ્ઞાનમંદિર
એડાવાલા વાસ
શિવગંજ (રાજસ્થાન)

જેઠાલાલ ચુનીલાલ ઘીવાળા
૩૫૫, કાલબાદેવી,
મુંબઈ ૨



: મુદ્રક :
કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલમુદ્રણાલય
રતનપોળ અમદાવાદ

# પ્રકાશન અંગે બે બોલ

ગુજરાતથી પંદરસો માઈલ દૂર, પૂર્વ દેશના પશ્ચિમ બંગાળના પાટનગર કલકત્તામાં પૂજ્ય મુનિ મહારાજોનો યોગ જવલ્લેજ મળે છે. આમ છતાં અમારા શ્રી સંઘના પ્રબળ પુણ્યોદયે શાસનશિરતાજ સુવિશાળ ગચ્છાધિપતિ કર્મશાસ્ત્રનિષ્ણાત સિદ્ધાંત મહોદધિ સ્વ૦ પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન, પ્રભાવક-પ્રવચનકાર, તપોનિધિ પૂજ્ય પંન્યાસપ્રવર શ્રીભાનુવિજયજી ગણિવર(હાલ પૂ **આચાર્યશ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ**)ને આગ્રહ પૂર્વક, અત્રેના નવનિર્મિત ભવ્ય જિનપ્રાસાદની પ્રતિષ્ઠા એઓશ્રીની નિશ્રામાં ઉજવાય એ માટે, ખૂબ આગ્રહપૂર્વક વિનંતિ કરી વાજતે ગાજતે તેમની પધરામણી અત્રે વિ. સ. ૨૦૨૯માં કરવામાં આવી. પૂર્વ દેશમાં સંમેતશિખર, પાવાપુરી, રાજગૃહી, ગુણિયાજી, ક્ષત્રિયકુંડ, ચંપાપુરી, બનારસ વગેરે કલ્યાણક ભૂમિઓ અને અન્ય મહાન તીર્થોનુ મહત્ત્વ ઘણું છે. સાથે સાથે કલકત્તામાં શીતલવાડીમાં બાબુ બદ્રીપ્રસાદજીના અતિ પ્રખ્યાત મંદિરો હોવા ઉપરાંત અત્રે વસતા ગુજરાતી જૈનોના લત્તામાં એક રમણીય વીર વિક્રમ પ્રસાદ ૯૬, કેનીંગસ્ટ્રીટમાં આવેલો છે.

ભવાનીપુર લત્તામાં પણ જૈનોનો વસવાટ વધતાં સૌને આરાધના-દર્શન-પૂજનનો લાભ મળે એ હેતુથી અત્રે ભવાનીપુર-૧૧એ હેશામ રોડ ઉપર લગભગ સાડાતેર હજાર સ્કવેરફૂટનો સુંદર પ્લોટ ખરીદી તે ઉપર શ્રી સંઘના સહકારથી અતિભવ્ય શિખરબંધી દહેરાસરનું તથા ઉપાશ્રયનું નવ નિર્માણ કરવામાં આવ્યું. પૂજ્ય પન્યાસ પ્રવરશ્રી ભાનુવિજયજી ગણિવર્યની પરમ પાવની નિશ્રામાં

તેનો પ્રતિષ્ઠા મહોત્સવ ભારે ઉલ્લાસપૂર્વક ધામધૂમથી ઊજવવામાં આવ્યો. તે પછી પર્યુષણ પ્રસંગે પૂજ્ય પં.શ્રી ભાનુવિજયજી ગણિવરના વિનેય પ્રશિષ્ય તપસ્વી મુનિ મહારાજશ્રી જયસોમ-વિજયજીએ ૩૮ ઉપવાસની મહાન તપશ્ચર્યા અપ્રમત્તપણે પરિ-પૂર્ણ કરી.

પૂ. મુનિરાજ શ્રી જયસોમવિજયજી મ૦ એ પૂ. પંન્યાસજી મહારાજના શિષ્યરત્ન પૂ. મુનિરાજશ્રી ધર્મઘોષવિજયજી મ. ના વિદ્વાન શિષ્યરત્ન પૂ.મુનિશ્રી જયઘોષવિજયજી મહારાજના શિષ્યરત્ન છે. એમને ચારિત્ર લઈને નિત્ય એકાસણાનો તો સામાન્ય તપ; બાકી વર્ધમાન આયંબિલ તપની ૬૫ ઉપર ઓળીઓ થઈ, એમાં જયપુરથી કલકત્તા લગભગ ૧૦૦૦ માઈલના વિહારમાં ૫૭-૫૮-૫૯ મી ઓળીઓ એક સાથે કરી એ. પણ નિર્દોષ સાધુચર્યા માધુકરી ભિક્ષાથી; એટલે બિહાર બંગાળના પ્રદેશમાં તો કેટલીયવાર ભિક્ષામાં પ્રાપ્ત માત્ર સક્તુ (સાથવા) પર આયંબિલ થતાં જીવનમાં ત્રણ વાર ૧૬-૧૬ ઉપવાસ અને લગભગ ૧૨ અઠ્ઠાઈઓ કરેલી. એક અતિ મહાન સાધના એમણે, સ્વ પૂ. આચાર્ય ભગવંત શ્રી વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજના પાછલા વર્ષોમાં ચોવીસે કલાક ખડે પગે એઓશ્રીની પાસે ને પાસે રહ્યા, એઓશ્રીની અખંડ સેવા ઊઠાવવાની કરેલી. શ્રીમદ્‌ના સ્વર્ગવાસ બાદ ખંભાતમાં એમણે સળંગ ૪૦ ઉપવાસની કઠોર તપસ્યા અપ્રમત્તપણે જ્ઞાન ધ્યાન સાધતાં કરેલી. એમ કલકત્તામાં પણ આખો દિવસ બેઠા બેઠા સ્વાધ્યાય-જાપ આદિ સાથે સળંગ ૩૮ ઉપવાસ કર્યા. આવા ભીષ્મ તપ સાથે ભારે અપ્રમાદ જોઈ લોક ચકિત થઈ ગયા બહેનો રોજ સવારે પ્રભાતિયાં ગાતાં. તપ પૂર્ણ થતાં, ભવાનીપુરમાં વર્ષોથી

રહેતા મે૦વીરચંદ પાનાચંદ કું૦ વાળા શ્રી વ્રજલાલ લક્ષ્મીચંદ શાહના ભાભી શ્રી શાંતાબેન રાયચંદ શાહે ઘણાજ હૃદયોલ્લાસ પૂર્વક રૂા. ૩૦૫૧ થી તપસ્વીના તપનું સ્મારક કરવાના સ્વીકાર કરવા પૂર્વક પોતાના આંગણે શ્રી ચતુર્વિધ સંઘના પૂજનનો લહાવો લેવા શ્રી સંઘનો આદેશ લીધો. શ્રી વ્રજલાલભાઈના માતુશ્રી હેમકુંવરબેન તથા ભાભીશ્રી શાંતાબેન બંનેએ સિધ્ધાચળની નવાણું યાત્રા તથા ચાતુર્માસ, ઉપધાન, વરસીતપ તથા વીસ સ્થાનકની ઓળી વિગેરે નાની મોટી તપશ્ચર્યાઓ સાથે સ્વગૃહે પણ ધાર્મિક ભાવના જાગૃત રાખી ઘરના સઘળા સભ્યોને ધર્મ માર્ગમાં જોડવાની અને સ્થિર રાખવાની પ્રવૃત્તિ એકધારી રાખી છે. ભવાનીપુર દહેરાસરની પ્રતિષ્ઠામાં પણ સારી રકમ વાપરી લાભ લીધો હતો. શ્રી શાંતાબેને સ્વગૃહે શિષ્ય-પ્રશિષ્યોથી પરિવરિત પૂ. પંન્યાસજી મહારાજના સકળસંઘ સાથે વાજતે ગાજતે પાવન પગલાં કરાવી ગુરુપૂજન-સંઘપૂજન વગેરેનો અનુપમ લાભ ઉઠાવી તપના અનુમોદનરૂપે ભવ્ય ઉત્સવ ઉજવ્યો હતો. આવા તપનાં એક સંભારણા નિમિત્તે એમના સહારાથી ભવાનીપુર મૂર્તિપૂજક જૈન શ્વેતાંબર સંઘના મંદિર-ઉપાશ્રયના માનદ ટ્રસ્ટીઓ આ સંવેગ -વૈરાગ્યરસ-ઝરતાં પુસ્તકને આજે પ્રસિદ્ધ થવામાં પ્રેરક બની રહ્યા છે. એથી સમ્યગ્-જ્ઞાનનો પ્રચાર સુલભ બને છે. વાંચક વૃંદ આ લઘુ પુસ્તક વાંચે, વિચારે, અને મનન કરી જીવનમાં તેવા ભાવ ઉતારવાનું વિચારશે એવી આશા રાખવામાં આવે છે; જેથી ગ્રંથ લેખન અને ગ્રંથ પ્રકાશનની મહેનત થોડા અંશે પણ સફળ થયેલી ગણાય.

શ્રી ભવાનીપુર મૂર્તિપુજક જન શ્વે૦ સંઘમાં હાલ દશ ટ્રસ્ટીઓ વહીવટ સંભાળે છે. તદુપરાંત તેમણે સંઘમાંથી નિયુક્ત

કરેલ વ્યવસ્થાપક સમિતિના આઠ સભ્યો પણ ઘણો ભોગ આપી વહીવટી બાબતોનો મહદ્ અંશે ભાર ઉપાડે છે. ભવાનીપુર મધ્યે સકલ સંઘના અદ્વિતીય સાથ તથા સહકારથી (૧) નૂતન ભવ્ય શિખરબંધી મનમોહન-પાર્શ્વનાથ જિનાલય(૨) ધર્મશીલ શ્રીમતી સૌભાગ્યબેન સામાયિક શાળા (૩) શેઠશ્રી નરભેરામ પાનાચંદ મહેતા-ઉપાશ્રય હોલ (૪) શ્રી મણીલાલ વનમાળી શેઠ બી. એ. જૈન ધર્મશાળા (૫) શ્રીમતી રતનબાઈ ચૌધરી જૈન પાઠશાળા (૬) ધર્મશીલ રાણી ધન્નાકુમારી દુગ્ગડ આયંબિલશાળા વિગેરેનું પણ આયોજન થતાં દરેક ખાતાની સુંદર વ્યવસ્થા ચાલી રહી છે.

પૂજ્ય મુનિરાજોના ચાતુર્માસ યોજી તેમના વંદન-પ્રવચનનો લાભ, પ્રર્યુષણ પર્વની અનુપમ ઉજવણી, અઠ્ઠાઇ મહોત્સવો, મોટી પૂજા, સિદ્ધચક્રપૂજન, ઓળી, તપશ્ચર્યા અંગેના ઊત્સવો વગેરે અનુષ્ઠાનોનું સુંદર આયોજન વારંવાર કરવામાં આવે છે. મોટા શહેરોમાં ઘડીભર પણ ફુરસદ ન મેળવનાર વર્ગ પણ સમજણપુર્વક ધર્મઅનુષ્ઠાનોનો લાભ લે છે. આબાલવૃદ્ધ સૌ કોઈપણ ધાર્મિક ભાવનાની જાગૃતિ રાખે છે. દહેરાસરના વહીવટ સાથે એક સુંદર પુસ્તકાલય રાખવામાં આવેલ છે.

પૂજ્ય પંન્યાસશ્રી ભાનુવિજયજી ગણિવરના પ્રવચનરૂપે **'દિવ્યદર્શન'**સાપ્તાહિકમાં આ વૈરાગ્યપ્રેરક ચરિત્ર પ્રગટ થયેલ.તે હવે એઓશ્રીના શિષ્ય **મુનિરાજશ્રી પદ્મસેનવિજયજી મહારાજ**ની મહેનતથી અને દિવ્યદર્શન-કાર્યાલયના પ્રયત્નથી આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. શ્રીસંઘ એ સૌનો ઋણી છે.

૧૧ A હેશામરોઠ
ભવાનીપુર
કલકત્તા-૨૦
૮-૧૨-૭૨

લિ૦ શ્રી ભવાનીપુર મૂર્તિપૂજક જૈન શ્વે૦સંઘ

# અનુક્રમણિકા

# રુકૂમી રાજાનું પતન અને ઉત્થાન

## પ્રકરણ-૧ : कषायमुक्तिः किल मुक्तिरेव । રુકૂમી કોણ ?

અચિંત્ય-અનંત-પ્રભાવસંપન્ન ત્રિલોકનાથ શ્રી તીર્થંકર ભગવાન ભવભ્રમણથી થાકેલાં ભવ્યાત્માઓને અપાર સંસાર પારાવારની જન્મ-મરણ-રોગ-શોક ત્રાસ--પીડા પરાભવ વગેરે ભરપુર વિડંબણાનો કાયમી અંત આવે એવી સ્થિતિ ઊભી કરવા અનેકાનેક સાધનાઓના સાર રૂપે આ વાત ફરમાવે છે કે

कषायमुक्तिः किल मुक्तिरेव ।

–કષાયોથી મુક્તિ એજ ખરેખર મુક્તિ છે.

સંસારથી છૂટવું છે ને ? કે હજી પણ સંસારમાં વિવિધ ભવોની ઘુમરડીમાં જનમ--મરણ, જનમ-મરણ કરતા રહેવાય તો વાંધો નથી ?

વાંધો મોટો છે.

શો વાંધો ?

એ જ, કે નથી ને આપણે બેલ-ગદ્ધા, મરઘા-માછલા કે એવું કંઇક થયા, તો ત્યાં એવા જીવ કેવા ભયંકર ત્રાસ વેઠે છે એ નજરે દેખાય છે, એ આપણાથી શે વેઠયા જાય ? પાછી એમાં ય આત્માની દશા કેવી? પાપવિચારો-ભરી ! એટલે અનહદ દુઃખ વેઠવા છતાં ય પરિણામ આત્મ-રક્ષાનું નહિ, આત્માનું ઉત્થાન કરવાનું કે ભાવી ભ્રમણ અટકાવવાનું નહિ, પણ પાપ દશાથી ભમ્યા કરવાનું થાય, આ મોટો વાંધો છે જનમ-મરણ ચાલુ રહેવામાં.

બસ ત્યારે, જો સંસારથી છૂટવું છે, તો એટલું જરૂર સમજી રાખો કે સંસારનો અંત કર્મના અંતથી જ થવાનો, અને કર્મનો અંત કષાયના અંત ઉપર જ થશે. આત્માને કેવળજ્ઞાન અને મોક્ષ સુધી પહોંચાડનાર ચૌદ ગુણસ્થાનકની ઉત્તરોત્તર વ્યવસ્થિત ચડતી પાયરીઓ મુખ્યપણે આ બતાવી રહી છે કે **કષાયોથી જેમ જેમ મુક્ત થતા અવાય તેમ તેમ ઉપર ઉપરના ગુણ-સ્થાનકે ચડાય અને કર્મનું જોર ઓછું થતું આવે**

**કષાય હ્રાસનો ક્રમ :—**

પહેલે મિથ્યાત્વનામના ગુણસ્થાનકે પણ અનંતાનુબંધી કષાયને અર્થાત્ નિર્ભીક રીતે સેવાતા ક્રોધ-માન-માયા લોભ-રાગ-દ્વેષને મોળા પાડો તો જ ત્યાં અપુનર્બંધક અવસ્થા પર ચડાય.

**પ્ર૦—અપુનર્બંધક અવસ્થા એટલે ?**

ઉ૦-એ એક એવી અવસ્થા છે કે શાસ્ત્ર એનાં ત્રણ લક્ષણ કહે છે,—

'पावं न तिव्वभावा कुणइ
न बहुमन्नइ भवं घोरं ।
उचियठिइं च सेवइ
एस अपुणबंधगो जीवो ॥'

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ આને ગુજરાતી ભાષામાં આ રીતે મૂકે છે,—

"પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવરાગ રે,
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા તેહ અનુમોદવા લાગ રે,
ચેતન જ્ઞાન અજવાળીએ"

ભવસ્થિતિ પકવવા માટેના વારંવાર સેવવા યોગ્ય ત્રણ મહા સાધન

૧. અરિહંતાદિ ચારનાં શરણનો સ્વીકાર,

૨. દુષ્કૃતની ગર્હા–નિંદા

૩. સુકૃતોની અનુમોદના

આ ત્રણ પૈકી છેલ્લા સાધનમાં અરિહંતનાં સુકૃત, સિદ્ધનાં સુકૃત, આચાર્યનાં સુકૃત...એમ ઊતરતાં ઊતરતાં સમ્યગ્દૃષ્ટિ પછી અપુનર્બંધકનાં સુકૃતની અનુમોદના કરવા માટે ઉપાધ્યાયજી મહારાજે આ ગાથા મૂકી છે. માટે કહ્યું કે અપુનર્બંધકના આ ત્રણ ગુણની અનુમોદના કરવા લાગી જા. એથી શો લાભ ? આ,–

'ઉત્તમના ગુણ ગાવતાં
ગુણ આવે નિજ અંગ.'

—ગુણની સાચી અનુમોદના કરતાં કરતાં આત્મ-ખેતરમાં ગુણના બીજનું વાવેતર થાય છે. પછી એના પર ગુણો મેળવવાની ઉત્કટ અભિલાષા, એ અંગે સમ્યક્ શ્રવણ, ગુણપ્રાપક પ્રવૃત્તિઓમાં પુરુષાર્થ, વગેરે થાય, એ અંકુર-નાળ-કાંડ-પત્ર-પુષ્પ વગેરે અવસ્થાઓમાં આગળ વધતાં, ફળરૂપે ગુણની પ્રાપ્તિ થાય છે. તો એના પાયામાં શુદ્ધ અનુમોદના આવી. અનુમોદનાનો આ મહાલાભ કે જેની સાચી અનુમોદના તેનું નક્કર બીજ વવાય.

આમ અપુનર્બંધક મહાત્માના ગુણોની પણ અનુમોદના એ ગુણો પામવાના ઉદ્યમનો પહેલો તબક્કો છે. એટલી અનુમોદના પણ, અનંતાનુબંધી કષાય કંઈક મંદ પડે, તો જ આવે. એટલે આપણું દિલ કહેતું હોય કે આપણને એવી શુદ્ધ અનુમોદના સ્ફુરે છે, તો એ પરથી વિશ્વાસ રાખી શકીએ કે આપણા અનંતાનુબંધી કષાય મોળા પડ્યા છે, અને તેથી ગુણસ્થાનકમાં વિકાસ થયો છે. આંક તરીકે ભલે પહેલું જ ગુણસ્થાનક ગણાય, કિંતુ એમાં કષાય અને મિથ્યાત્વની ચડતી ઊતરતી માત્રાના હિસાબે અનેક પેટાભેદ પડે. એની કેવી કેવી માત્રા છે એનું માપ બાહ્ય લક્ષણની તીવ્રતા--મંદતા પરથી નીકળે.

અપુનર્બંધક અવસ્થાના ગુણોની અનુમોદનાથી આગળ વધતાં ખાસ આ ગુણો પ્રાપ્ત થાય, અર્થાત્ (૧) પાપ તીવ્ર ભાવે ન કરાતું હોય, યાને સાંસારિક પાપકાર્યમાં હૃદય અત્યન્ત આસક્ત અને રાચતું--માચતું ન હોય, (૨)

ઘોર સંસાર પર બહુમાન ન હોય, તથા (૩) સર્વત્ર ઉચિત મર્યાદાનું પાલન જળવાતું હોય. આ આત્મદશા શી રીતે આવે ? મૂળ, અનંતાનુબંધી કષાય બહુ મંદ પડે ત્યારે જ તો. જેમ જેમ કષાય દબે તેમ તેમ ગુણસ્થાનક વધે.

હવે અનંતાનુબંધી કષાયના અનુભવને તદ્દન અટકાવી દેવામાં આવે એટલે સાથે મિથ્યાત્વ-મોહનીય કર્મ પણ દબાય, અને બંનેના વિપાકોદય સ્થગિત થતાં ચતુર્થ ગુણસ્થાનક અવિરત સમ્યદૃષ્ટિનું પ્રાપ્ત થાય, એટલે કે સમ્યગ્દર્શન ગુણ પ્રગટ થાય.

આગળ અપ્રાત્યાખ્યાનીય વગેરે કષાય દબાવતાં દેશ-વિરતિ આદિ ગુણસ્થાનક પ્રાપ્ત થતાં આવે છે. દશમે ગુણસ્થાનકે અંતે સર્વથા કષાય નાશ કરી દેતાં ક્ષીણમોહ વીતરાગ અવસ્થા પ્રાપ્ત થાય છે. બસ પત્યું, આટલું થતાં તો બારમે ગુણસ્થાનકે અંતર્મુહૂર્તમાં અંતે સમસ્ત જ્ઞાના-વરણ, દર્શનાવરણ અને અંતરાયકર્મનો નાશ થતાં તેરમા ગુણસ્થાનકના પ્રથમ સમયે કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રગટ થાય છે. તો એ વિના તો મોક્ષ છે જ ક્યાં ?

એટલે વાત આ જ આવીને ઊભી રહે છે કે સંસારથી મુક્તિ જોઈતી હોય તો કષાયને ઓછા કરતા આવો, કષાયથી મુક્ત બનતા ચાલો. બોલો, 'કષાયમુક્તિ કિલ મુક્તિરેવ.' કષાયથી છૂટકારો એજ મોક્ષ. મોક્ષ માર્ગની વિવિધ સાધના કરો; પણ આ લક્ષ રાખવું જોઈશે કે એથી આપણા કષાય ઓછા થતા આવે છે ને ? તો જ ઉપરના ગુણસ્થાનકે ચઢાય.

**કષાય મંદ પડવાનું માપ શી રીતે કાઢવું ?**
માપ કાઢવા માટે એક રસ્તો આ છે કે આપણા સંકલ્પ વિકલ્પ અને વિચારણા કેવા અને કેટલા જોરમાં ચાલે છે એ તપાસવું. આનું કારણ એ છે કે આપણા આંતરિક ક્રોધ–લોભ–અહંત્વાદિ કષાયોના બળ પર મગજમાં વિકલ્પો તે રીતે સળવળતા રહે છે. આપણા આંતર પ્રદેશે આ સંકલ્પ–વિકલ્પ–વિચારોનું એક મોટું આંતર જગત છે. એની ધાંધલ ભારે જબરી છે. એના પર વિસ્તારથી વિચારવું છે અને તે શાસ્ત્રમાં આવતી રુક્મી રાજાની કથા ઉપર વિચારણા કરીશું.

## રુક્મી કોણ ?

પ્રસંગ એ છે કે એક ગોવિંદ નામનો બ્રાહ્મણ એની પત્ની બ્રાહ્મણીના અણચિંત્યા વૈરાગ્ય—પ્રસંગમાં એના સચોટ ઉપદેશથી વૈરાગ્ય પામી, બંને જણા ચારિત્ર લઈને તેજ ભવમાં મોક્ષ પામે છે. એવી સુલભબોધિતા એ બ્રાહ્મણીને શી રીતે પ્રાપ્ત થઈ ? અને સુલભબોધિતા સાથે સ્ત્રીપણુ કેમ મળ્યું ? એનો પ્રશ્ન ગણધર ગૌતમસ્વામીજી મહારાજ દેવાધિદેવ પરમાત્મા શ્રી મહાવીર પ્રભુજીને પૂછે છે. ભગવાન એનો ઉત્તર કરતાં એ બ્રાહ્મણીનો દૂર પૂર્વનો ભવ વિસ્તારથી ફરમાવે છે.

એ ભવમાં હકીકત આ છે કે એ બ્રાહ્મણી બહુ પૂર્વભવે એક રાજાની પુત્રી છે. એનું નામ રુક્મી. રુક્મીને ઉંમર-લાયક થતાં એક રાજપુત્ર સાથે પરણાવવામાં આવે છે.

પરંતુ કર્મયોગ વિચિત્ર, તે લગ્ન પછી અતિ અલ્પ સમયમાં એ પતિ રાજપુત્રનું મૃત્યુ થતાં રુકમી વિધવા બને છે.

## પરણવું એટલે પ્રભુતામાં પગલાં ?:

બસ, આટલા પ્રસંગમાં કાંઇ બહુ નવાઈ જેવું નથી. જગતમાં બનતું આવ્યું છે કે ઉંમર થાય એટલે લગ્નબંધને બંધાય. આજના યુગવાદી તો એને પ્રભુતામાં પગલાં માંડવાનું કહે છે ને ? પ્રભુતા એટલે પ્રભુત્વ, સ્વામિત્વ. કોના શાના પર પ્રભુતા ? પત્ની પર ? તો પછી પત્નીએ પણ લગ્ન તો કર્યું એટલે પ્રભુતામાં પગલા માંડયા ? તો એને શું પતિ પર પ્રભુત્વ ? વાતમાં કાંઇ માલ નથી. પ્રભુતા તો હજી પોતાની ઇન્દ્રિયો પર મેળવી હોય, પોતાના તીખા સ્વભાવ ઉપર, પોતાના મનની વૃત્તિઓ અને સ્વાત્માના વલણ પર પ્રાપ્ત કરી હોય, તો એ કલ્યાણ પ્રભુતા ગણાય. ખેર.

રુક્મીને લગ્ન પછી તરત જ વૈધવ્ય આવે છે એ પણ જગતમાં કેટલીય વાર બનતી ઘટનાઓમાંની એક ઘટના છે, એટલે એમાંય નવાઈ જેવું નથી. જીવ જેવા કર્મનાં પોટલાં ઉપાડીને આ સંસાર નગરોમાં પ્રવાસ કર્યા કરે છે, એ પ્રમાણે વસ્તુ બન્યા કરે છે, પછી ચાહ્ય પોતાની ધારણા હોય કે ન હોય. ચમરબંધી સમ્રાટ કે આજના વૈજ્ઞાનિક પણ કર્મના અકાટ્ય હલ્લા સામે હાથ ખંખેરી નાખે છે. ત્યારે એવી અણધારી દુઃખદ ઘટના પર પોક મૂકવાની ચીજ નવી નથી. પણ હવે અહીં નવી જ વાત બની આવે છે એ વિચારણીય છે.

**વિધવા રુક્મીની માગણીઃ—**

વાત એ બને છે કે વિધવા બનેલી રાજપુત્રી રુક્મી શોકના ભારે સ્વરે પોતાના પિતાને કહે છે,–

'બાપુ ! મને તમને બહુ કહેતાં નથી આવડતું. તમે જલ્દી માણસો મોકલીને કાષ્ઠની મોટી ચિતા તૈયાર કરાવી ધગધગાવવા કહો, એમાં હું મારી જાતે પડી બળીને આપઘાત કરીશ.'

બાપ રાજા તો આ સાંભળીને કંપી ઊઠે છે! કહે છે, 'બચ્ચી ! આ તું શું બોલે છે ? હું જાણું છું કે તું કેવા મહા દુઃખમાં મૂકાઇ ગઈ છે. પણ એ દુઃખથી છૂટવાનો આ રસ્તો નથી. માટે શોકવશ એવો વિચાર કરવો રહેવા દે. હું તને બીજો માર્ગ બતાવું.'

ત્યાં રુક્મી કહે છે, 'પિતાજી ! હું એટલા માટે આપઘાત નથી કરતી કે મારૂં સંસારસુખ હણાઈ ગયું, હવે જીવીને શું કામ છે ? ના, એની હવે હું પરવા નથી કરતી. મારા આપઘાતનું કારણ જુદું છે, બનેલી ઘટના પર શોક એ આપઘાતનું કારણ નથી.



## ૨. ઇર્ષ્યા ભયાનક : રુક્મીને કેમ મરવું છે ?

રુક્મી તત્ત્વની સારી કેળવણી પામેલી છે, એટલે પતિના એકાએક મૃત્યુ પર મન તો એણે જાતે જ વાળી લીધું છે. આગળ પર પણ આત્માને હવે કેમ ઊંચે લાવવો એ ઈચ્છનારી છે. માત્ર આત્મોન્નતિની આડે વિઘ્ન ન આવે, કામક્રોધાદિ કષાયો જોર ન મારી જાય, એની ભારે ચિંતા એને ઊભી થઈ છે. એને એમ લાગે છે કે 'ખીલતી યુવાની અને રાજશાહી સગવડો વચ્ચે રહેતાં કષાય-વાસના કેમ જોર ન મારી જાય ? અને તેમ કદાચ થાય તો કેવું કુળકલંક ! કેવું આત્માનું અધઃપતન !'

### ધર્મ—સાધનામાં સાવધાનીઃ-

ધર્મસાધના જરૂર કરવાની, પણ સાથે કષાય-ચોર એકને પણ મહાલવા દેવાનો નહિ. ક્રોધાદિ ચારમાંથી એક પણ જો મજબૂત પાયે જામ્યો, તો ગુણસ્થાનકે આગળ નહિ વધાય. ધર્મ પોલિસ છે, કષાય ચોર છે. ચોરના પર અંકુશ મૂકે એવી ધર્મ-પોલિસ જોઇએ.

ધર્મની પોલિસ સાથે રાખી હોય, પરંતુ જો કષાય-ચોર એક પણ જોરદાર સાથોસાથ રાખ્યો, તો એ પેલી પોલિસને મહાત કરી નાખે છે !

પ્ર૦–તો શું ધર્મનું કાંઇ ન ચાલે ?

ઉ૦–ચાલી તો બધુંય શકે; પરંતુ આપણે એના પક્ષમાં ઊભા રહીએ તો ને ? ધરમના જ પક્ષકાર બની કષાયના કચ્ચરઘાણ કાઢવાની તાલાવેલીવાળા હોઈએ, તો તો ધરમની બોલબોલા થઇ જાય ! પછી તો ત્યાં બધા તો નહિ પણ અમુક કષાય વધુ નડી જતા હોય છતાં એના ટાંગા ઢીલા રહે; અર્થાત્ એની પાછળ ભારે પસ્તાવો વગેરે રહ્યા કરતો હોય, આંધળા કષાયાવેશ નહિ.

હવે જાતમાં તપાસો,–અહંત્વ નડે છે, અસૂયા–ઈર્ષ્યા નડે છે, પણ એનો ભારે પસ્તાવો થાય છે ને ? કે 'ના, એવું કાંઇ નહિ. મોટો ધર્મ કરીએ એટલે અહંત્વ તો રહે.' તપાસો,

અહંત્વ જોરદાર રહે છે ?

નિર્ભીક સેવાય છે ?

નસ-નસમાં વ્યાપી ગયું છે ?

રોમેરોમમાંથી જેમ યોગીઓને ૐકારનો, તેમ હુંકારનો નાદ ઊઠે છે ?

નસકોરાં ફૂલી જાય છે ?

છાતી અક્કડ, વાણી, અક્કડ, માથું અક્કડ, વાતવાતમાં જાતનું ઊંચું દેખાડવાનું....આવું બધું અહંત્વનું નાટક ચાલે છે ?

ધરમમાં એ પૈસા ખરચી આવો, એ કામ કરી આવો, થોડા વ્રત-નિયમ કરી લો, તપશ્ચર્યા કરતા રહો,....પણ અહંત્વ જો પાકું સાચવવાની તકેદારી હોય, તો ખબર છે ખરી કે એ આત્મામાં પરિણામ કેવા નીચેના ગુણસ્થાનકના રખાવશે ? એમ ઇર્ષ્યા-અસહિષ્ણુતામાં કેવી સ્થિતિ ?

**શુભ ભાવમાં કેમ ચડાય ? :**

પીઠ—મહાપીઠને એક વાર જ ઈર્ષ્યા-માયા આવી ગઈ તે આવી ગઇ; પણ જિંદગીભર એ રાખ્યા કરી સેવ્યા કરી એમ નહિ તો જ અનુત્તર વિમાનમાં જઈ શકે એવી ઊંચી શુભ લેશ્યા અને ઊંચા શુભ અધ્યવસાયમાં ઝીલી શક્યા.

માટે જ જો ઊંચે ચડાવનારા શુભ અધ્યવસાયમાં સદા આવવું હોય, તો જીવનભર એકાદ પણ કષાયને મહલાવવા જેવો નથી, એનો ચડસ રાખવા સરખો નહિ.

**એકાદ પણ કષાયનો ચડસ ભયંકર પાપને ખેંચે :**

**ઇર્ષ્યામાં વધતાં અનાચાર ? :—**

આ એક બીજી પણ વસ્તુ ધ્યાનમાં લેવા જેવી છે કે એકાદ પણ કષાયનો ચડસ ક્યારેક અણચિંત્યા ખતરનાક પાપને ખેંચી લાવનારો બને છે !

બોલો, ઇર્ષ્યાના ચડસમાં અનાચારના પાપમાં પડવું પડે ખરું ? દુરાચારની બુદ્ધિ જાગે ? આમ જોતાં ઇર્ષ્યા અને દુરાચારને કોઇ મેળ નહિ લાગે. પણ જુઓ, સિંહગુફાવાસી મુનિના શા હાલ થયા ? શાથી થયા ? વેશ્યા સાથે દુરાચાર ખેલવા અને એ માટે એને પ્રાર્થના કરવા સુધી પહોંચી

ગયા ને ? એનું મૂળ ઇર્ષ્યાનો—ચડસ. ઇર્ષ્યા અને સાધુતું ગુણસ્થાન, એની કડી મળે એવી દેખાય છે ? ના, છતાં કડી મળી ! કારણ આ જ કે ઇર્ષ્યાની પાછળ એવી જાતની પરંપરા ગોઠવાઇ જાય છે. અહીં જરા મૂળથી જુઓ, કડી કેમ ગોઠવાઇ ગઈ ?

શ્રુતકેવળી શ્રી સંભૂતિવિજય આચાર્યના ચાર શિષ્યો જુદા જુદા સ્થળે ચોમાસું ગાળવા આજ્ઞા માગીને ગયા;- એક સિંહની ગુફા પાસે, એક સર્પના બીલ પાસે, એક કૂવાના ભારવટિયા પર, અને શ્રી સ્થૂલભદ્રજી પરિચિત પ્રેમાળ કોશા વેશ્યાને ત્યાં. પહેલા ત્રણ કાઉસ્સગ્ગધ્યાને રહેતા. ચોમાસું પૂર્ણ કરીને આવ્યા; ગુરુએ એમને 'દુષ્કરકારક' શબ્દથી વધાવ્યા. સ્થૂલભદ્રજી આવ્યા, તો એમનું 'દુષ્કર દુષ્કારકારક' શબ્દથી અભિનંદન કર્યું.

**દુષ્કર શું ? દુષ્કર દુષ્કર શું ? (સિંહગુફાવાસી મુનિ)**

વિચારો જરા, દુષ્કર શું ? દુષ્કર દુષ્કર શું ? સિંહની ગુફા પાસે રહેવું; ત્યાંથી રોજ સિંહ આવ જા કરે; માનો કે બહારથી આવે ત્યારે ખાઇને આવે ત્યાં તો હજીય ગભરામણ ન થાય, પણ બહાર નીકળે ત્યારે તો ભૂખ્યો નીકળે ને ? મુનિએ ત્યાં રહેવાનું અને તે લાંબા કાઉસ્સગ્ગ ધ્યાને ! મોટા સિંહને જોઇ ફડફડાટ ન થાય ? કદાચ ૧-૨-૪ દિ' સિંહ એમજ ચાલ્યો ગયો તો ય શું ? જાત કોની ? ક્રુર ઘાતકી જંગલી પશુની ! સિંહની ! ગભરાટ ન રહે ? પરંતુ નક્કી કરી રાખ્યું છે કે 'શરીરનું ગમે તે થાઓ, સિંહના

રાક્ષસી જડબા વચ્ચે આ દેહ ભલે જામફળની જેમ ચવાઇ જાઓ, તો પણ પરવા નથી. એમ થશે તો એમાં થનારૂં સમાધિ અને શુભ ધ્યાન સાથેનું મૃત્યુ અનંતા કર્મસ્કન્ધો ના ભુક્કા કરશે ! વાહ વાહ ! કેવી એ ધન્ય ઘડી કે અતિ અલ્પ કાળના સહનમાં અસંખ્ય જનમનાં પાપ કર્મોના ઢેરના ઢેર ખત્મ થઈ જાય !' જ્યાં મનમાં આ નક્કી કરી રાખ્યું હોય ત્યાં સિંહથી ગભરાટ શો ? ચાર મહિના સુધી આમ ખડા છે !

**આડાઅવળા ફાંફા કાં મારો ? અર્હદ્‌—ભક્તિ અને તપ સેવો :**

પંચમ કાળની વાતો છે આ, હોં ? એક રાત નહિ, એક અઠવાડિયું, એક પક્ષ નહિ, એક મહિનો નહિ, ચાર મહિના ! આપણને અડધો કલાક કાઉસ્સગ્ગમાં ઊભા રહેતાં વિચાર થાય. બસ ! પ્રતિક્રમણમાં જ કાઉસ્સગ્ગ કરવા બંધાયેલ ને ? પછી શી જરૂર ? બાકીના ટાઇમે બિનજરૂરી કેમ લાગ્યું ? કાઉસ્સગ્ગ શી ચીજ એની ખબર ક્યાં છે ? પ્રતિક્રમણ સિવાય પણ કાઉસ્સગ્ગ માણસો જ કરતા એમ નહિ; **મોટા મોટા રાજા મહારાજાઓ પણ કાઉસ્સગ્ગ કરતા ! અમસ્તા નહોતા કરતા !** મહા લાભ જોયો હશે ને ? રાતમાં જાગી પડયા, તો 'કર કાઉસ્સગ્ગ', ઉપદ્રવ આવ્યો તો 'કર કાઉસ્સગ્ગ', રાત્રિ—પોષધ છે તો 'રહેવા દે કાઉસ્સગ્ગ ધ્યાનમાં...'આ ઉદ્યમ હતા. આપત્તિ આવે, કઠિનાઇ આવે, ત્યાં આડાઅવળા ફાંફા મારો છો,

દુર્ધ્યાન કુવિકલ્પો કરો છો, અને પાપ-પાપમાં વચન-કાયાને દોડધામ કરાવો છો. પણ એ સૂઝતું નથી કે 'અંતરાય તૂટ્યા વિના કાંઈ વળશે નહિ, અને અંતરાય તોડવાની તાકાત અર્હદ્‌ભક્તિ અને તપમાં છે. તપમાંય શ્રેષ્ઠ કાઉસ્સગ્ગ.' અંતરાયકર્મ નિવારણાર્થ ૧૦-૨૦-૪૦ લોગસ્સના કાઉસ્સગ્ગ કરતાં આવડે ને ? એમ સમાધિ લાભાર્થે કાઉસ્સગ્ગ.

## કાઉસ્સગ્ગ એ શ્રેષ્ઠ કોટિનો તપ : એમાં શ્વાસ એટલે ?

કાઉસ્સગ્ગમાં ધ્યાન સારૂં સધાય; કેમકે એમાં કાયા વોસિરાવાય, વચન વોસિરાવાય, અમુક ધ્યાન સિવાય મનને વોસિરાવાય, પછી એમાં ધ્યાનનું તાન એવું હોય કે હુડફેટે જેટલાં કર્મ ચઢે એનો ભુકકો ! બાહ્ય કરતાં આભ્યંતર તપ શ્રેષ્ઠ ! એમાં કાઉસ્સગ્ગ શ્રેષ્ઠ !

'પાયચ્છિત્ત' વિણુઓ....' પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સજઝાય, ધ્યાન, છેલ્લે કાઉસ્સગ્ગ. કાઉસ્સગ્ગ એ શ્રેષ્ઠ કોટિનો તપ છે. કાઉસ્સગ્ગના શ્વાસે શ્વાસે બે લાખ પલ્યોપમ ઉપરનું સ્વર્ગનું પુણ્ય બંધાય. 'અમુક શ્વાસ પ્રમાણ કાઉસ્સગ્ગ,' એમાં **'શ્વાસ' એ સાંકેતિક શબ્દ છે. 'પાયસમા ઉસાસા'** શ્લોકનો ચોથો ભાગ એ એકપાદ, 'પાદસમાન શ્વાસોચ્છ્વાસ'એ શાસ્ત્રવચન છે. નવકારનાં આઠ, પાદ. લોગસ્સમાં 'લોગસ્સ ઉજ્જોઅગરે' પહેલું પાદ, 'ધમ્મતિત્થયરે જિણે' બીજું પાદ,... 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ૨૫ પાદ=૨૫ શ્વાસોચ્છ્વાસ.

આ તો પોષધ છે, 'બપોરે કામ નહિ, ચાલો સૂઈ જઈએ.' આવું અજ્ઞાન કેમ ? ખબર નથી કાઉસ્સગ્ગના ફળની, નહિતર કાઉસ્સગ્ગ ધ્યાને રહેવાય. આ મહાપુરુષ સિંહગુફાવાસી મુનિએ ચાર મહિનાના કાઉસ્સગ્ગમાં શું જોયું હશે ? સ્વાધ્યાય ખરો, પણ એ તો બેઠે બેઠેય થાય; એમાં ધ્યાન ખરૂં પણ સુસ્તી આવે; કાઉસ્સગ્ગમાં સુસ્તી ન આવે; શરીર ટટાર રહે, દૃષ્ટિ એક સરખી નાસિકા પર અગ્રભાગે કેન્દ્રિત કરાય; નાસિકા જોવા માટે નહિ, પણ ત્યાં દૃષ્ટિ ઠરી રહે. કઠિન છે ? ના, બે આંખની કીકી પહેલાં નાક પરના બે ખૂણે ફેંકી દઈએ, પછી સહેજ નીચે ઉતારતાં દૃષ્ટિ નાસિકા પર આવે. મુનિ સિંહની ગુફા પાસે કાઉસ્સગ્ગ-ધ્યાનમાં રહેતા. એ ચોમાસું પૂર્ણ કરી ગુરુ પાસે આવ્યા.

**મહાજ્ઞાની ગુરુનું વચન વધાવી લેવું જોઈએઃ-**

ગુરુશ્રી સંભૂતિવિજયજી આચાર્ય મહારાજે પ્રશંસા તો ત્રણેયની કરી, પણ ચોથા સ્થૂલભદ્રજીની અધિક કરી દુષ્કર દુષ્કરકારક કહ્યું: પેલા ત્રણ માટે દુષ્કરકારક કહ્યું હતું. શું સિંહની ગુફા પાસે કાઉસ્સગ્ગ—ધ્યાને ચાર મહિના રહેવું સહેલું છે ? એ દુષ્કરકારક, અને વેશ્યાને ત્યાં ચોમાસુ રહી આવનાર દુષ્કર દુષ્કરકારક ? ભેદ સમજાય છે ? અલબત્ત, શરીર ચવાઈ જાય એ ખુશીથી સહન કરવાનું મનોબળ અદ્ભુત છે! પરંતુ વર્ષોના સંગવાળી, ને પ્રીતિવાળી વેશ્યાના માદક ખાનપાન, ચિત્રામણ—શાળા, અને એના હાવભાવ, ચેનચાળા, મોહક વચન વગેરેની સામોસામ રહીને

લેશ પણ મનના ય વિકાર વિનાનું નિર્મળ અખંડ બ્રહ્મચર્ય પાળવાનું મનોબળ અતિ અતિ અદ્ભુત અને દુષ્કર દુષ્કર છે.

**'એ વ્રત જગમાં દીવો; મેરે પ્યારે.......'**

વ્રત જગતમાં દીવો એટલે જગતમાં પ્રકાશ કરનાર ! એના વિના અંધારૂં.

**'સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાયી રે:**
**શીલ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે.'**

શ્રાવકમાં ત્યાગ છે, તપસ્યા છે, વ્રત-નિયમો છે. પણ એ બધું જો શીલ નથી તો ડાંગરના ફોતરાં ! કુલટા નારીના ઉપવાસની કોડીની કિંમત ! સાધુને મહાવ્રતો છે, પણ પાકું બ્રહ્મચર્ય-પાલન નથી તો એ બાકીના મહાવ્રતો કિંમત વિનાના.

**પ્ર૦—શીલનું આટલું બધું મહત્ત્વ શાથી ?**

ઉ૦—એટલા જ માટે કે જેનામાં શીળ-સદાચાર નથી એની ઇન્દ્રિયો તો પરનાં રૂપ-સ્પર્શ આદિમાં ચાલુ ભટકતી રહે છે. ઇન્દ્રિયોમાં ઝણઝણાટી-વિકાર-ઉન્માદ એવા તગતગતા રહે છે કે બીજે ચિત્ત જ ન લાગે, હૈયું જામે જ નહિ ! મોટા પરમાત્મામાં ય ભળી શકે નહિ ! સદાચારી પણ અતિ વિષયાંધોની ય એવી દશા હોય છે.

**રૂપ-કુશીલ, સ્પર્શ-કુશીલ, શબ્દ કુશીલનો મરો છે:** લાખો-કોડોથી કિંમત ન અંકાય એવા ધર્મમાં મન ભળે જ નહિ. માટે પહેલી જરૂર શીલની છે. એમાં પૂર્ણ

બ્રહ્મચર્ય એ માનવ ભવનું ઊંચું સત્ત્વ છે. પ્રલોભક સંયોગો વચ્ચે વળી એનું પાલન એ અલૌકિક પરાક્રમ છે. સ્થૂલ-ભદ્રજીને એટલા જ માટે દુષ્કર દુષ્કરકારક કહ્યા.

છતાં સિંહની ગુફા પાસે મહિનાના મહિના કાઉસ્સ-ગ્ગધ્યાને રહેવાનું પરાક્રમ પણ જેવું તેવું નથી. પરંતુ ઈર્ષ્યા કેવી ભયંકર? મુનિએ સિંહની ગુફા પાસે ચાર માસ કાઉસ્સગ્ગધ્યાને રહેવું સહેલું બનાવ્યું, પણ ઈર્ષ્યાવશ એમને સ્થૂલભદ્રજીની પ્રશંસા સહવી મુશ્કેલ બની! ઈર્ષ્યા-આટલી ઊંચી સાધના કરનારને ય પટકે, તો જેના જીવનમાં સાધનાના રંગઢંગ નથી,ને ઈર્ષ્યાની પકડ છે, એના હાલ કેવા?

સ્થૂલભદ્ર એક સારા સાધુ હતા, સિંહગુફાવાસી મુનિને માટે સાધર્મિક હતા, પ્રશંસા ગુરુએ કરી હતી, ત્યાં વાંધો શો હતો? પ્રશંસા તો ગુરુએ જ કરી હતી, ને એમને પોતે જ ખોળીને ગુરુ કર્યા હતા ને? શોધીને સારા ગુરુ કર્યા પછી, એ કોઈનું ગાય એમાં ઈર્ષ્યા?

**ગુરુ ખોળીને થાય, બાપ નહિ.** બાપ તો કર્મ ભટકાડે એટલે શું થાય? અયોગ્ય બાપ લમણે લાગે છે. પરંતુ ગુરુ તો શોધીને પારખીને કરાય છે. તો એમ પારખ કરીને સારા હિતકારી ગુરુ ખોળી માથે ધરી લીધા, હવે એમને લાગ્યું. અને કોઈની પ્રશંસા કરી, તો આપણે ગુરુને આપણી જાત સમર્પિત કરી દીધા પછી શું બીજો વિચાર કરવાનો હોય? વધાવી જ લેવાનું હોય.

વળી પ્રશંસા કોની કરી? કોઈ નાલાયકની? ના, સારા સાધર્મિક સ્થૂલભદ્રજીની. એ દૃષ્ટિએ પણ પ્રશંસાને વધાવી લેવી જોઈએ. **સાધર્મિકનું 'મારો ધર્મિબંધુ છે' એમ સમજી સહન કરી લેવામાં સમ્યગ્દર્શન નિર્મળ બને છે.**

પરંતુ સિંહગુફાવાસી મુનિને આ કશું જોવું નથી 'ગુરુ કોણ કેવા છે? સાધર્મિક કેવા છે?' આનો કશો વિચાર કરવો નથી. એ પણ જોવું નથી કે 'અરે! સિંહનો રોજનો મોટો ભય જીતી શકાયો, તો પછી આટલી નાની ઈર્ષ્યા જીતી ન શકાય?' આમાં શું મોટું કરવું છે? જરાક મનને પ્રેમભાવ તરફ વાળી દઈએ, 'હશે વધુ પ્રશંસા કરી તો મારા સાધર્મિક ભાઈની કરી છે ને? ગુરુ મહારાજે કરી છે ને? સરસ! એમ મનને સમજાવી દઈએ તો ઈર્ષ્યા શાની આવે? 'ભય જીતું ને ઈર્ષ્યા ન જીતું?'—આ જો ધ્યાન પર લેવું નથી તો બચાવ શી રીતે મળે? કેટલું સરસ આલંબન છે, 'ભય જીતું ને ઈર્ષ્યા ન જીતું?'

આપણા કેટલાક ગુણ પર આપણે ગૌરવ લઈએ છીએ, એના પ્રતિપક્ષી દોષ જીત્યા પર મુસ્તાક બનીએ છીએ, પરંતુ જે દોષ જીત્યા નથી એની શરમ લાગે છે? એના માટે શું એ વિચાર આવે છે ખરો કે 'અમુક દોષ જીતી શકાયો ને આ ન જીતી શકું?' આ વિચાર આવે, દિલની ચોંટ સાથે આવે તો એ જીતવાનો પુરુષાર્થ થવા લાગે

ગુણના ગૌરવ કરતાં દોષની શરમ લાગે તો દોષ જીતવા વિચાર અને પુરુષાર્થ થાય.

**સુખી થવું હોય તો આ જ ખરો રસ્તો છે કે અંતરના દોષરૂપી શત્રુઓને જીતવા માંડો.**

**આપણને દુ:ખી આપણા અંતરના શત્રુભુત દોષો જ કરે છે, બીજું કોઈ નહિ.**

સર્પના બીલ અને કૂવાના ભારવટ પર ચાર મહિના ગાળનાર મુનિઓએ ઇર્ષ્યા–દોષને જીતી લીધો, એને ઊઠવા જ ન દીધો, તો એના એજ સંયોગમાં સુખી સ્વસ્થ હતા અને અનુમોદતા કે 'સ્થૂલભદ્રજી અહો! પરિચિત અને પ્રેમાળ વેશ્યાના કાતિલ સંયોગમાં અણીશુદ્ધ બ્રહ્મચર્યસાચવીને આવ્યા? વાહ ! ધન્ય જીવન ! ધન્ય પરાક્રમ !' એમ અનુમોદનના મહાન લાભને પણ પામવાની સ્થિતિમાં રહી શક્યા. ઇર્ષ્યા–દોષના ગુલામ બનનારને શાનો આ પણ લાભ ? એમને તો દુ:ખ, ક્લેશ, સંતાપ, અને ઉપરાંત ગુરુ–અવજ્ઞા વગેરે બીજા અનેક ભારી પાપોની હારમાળા ઊભી થાય એ જુદું !

**સુખ--દુઃખ અંતરના દોષજય-દોષગુલામી પર નિર્ભર છે. માટે જ્યારે જ્યારે દુઃખ લાગે ત્યારે આ વિચારો કે 'મારા કયા દોષને લીધે આ આ દુઃખ લાગી રહ્યું છે ?'**

ઘરે ગયા, સમયસર રસોઈ તૈયાર નથી, દુઃખ લાગ્યું, શાથી દુઃખ ? શું સમયસર રસોઇ તૈયાર નથી એથી ? ના, ત્યાં જો એમ સામેથી ખુલાસો મળે કે 'આજે તમારા પેલા સારા આડતિયા આવેલા; એમની સરભરામાં મોડું તો થયું પણ એ બહુ ખુશ થઈને ગયા,' અને તમને તે વખતે

લાગતું હોય કે 'એ સારૂં ખટાવે એમ છે, હવે એ સારી ખરીદીનો ઓર્ડર આપશે', તો રસોઈ સમયસર તૈયાર નહિ એનું જરાય દુઃખ નહિ લાગે. ઉલ્ટું એમ થશે કે 'સારૂં થયું સારું....' તો દુઃખ એનું નથી. દુઃખ છે આ નુકસાનીની કલ્પનાનું. 'રસોઈ મોડી એમાં નુકસાન,' એવી કલ્પનાના પોતાના જ દોષ પર દુઃખ લાગે છે.

**સ્યાદ્વાદ લગાવનારને દુઃખ નહિ :–**

**સ્યાદ્વાદના સિદ્ધાન્તીને** શું એ જોતાં ન આવડે કે એકાન્ત શા માટે કે એકલી નુકસાની જ છે? શું બીજી કોઈ દૃષ્ટિએ લાભ જ નથી? છે, થોડું સહવાનું આત્મ-સત્ત્વ ખીલે એ લાભ જરૂર છે. બધું જ અનુકૂળ થતું હોય તો એમાં તો સુંવાળા થવાનું મળે, સાત્ત્વિક નહિ. **સત્વ તો, હોંશથી ઘસારો વેઠીએ, ખુશીથી કષ્ટ સહીએ, ચાહીને ભોગ આપીએ, એમાં ખીલે.** તો 'આવવા દો, જીવનમાં આવી અગવડ પણ આવવા દો, એમાં સત્ત્વ કેળવવાનો લાભ છે.' આમ સ્યાદ્વાદ–સિદ્ધાન્ત મુજબ નુકસાન સાથે લાભ પણ વિચારાય, તો એકલી નુકસાનીની કલ્પનાનો દોષ ગયો, ને સાથે દુઃખ ગયું.

**દુઃખનું કારણ તપાસવાનો માર્ગ :–**

અરે! તમે સહેજ પૂછ્યું કે 'કેમ આજ રસોઈનું મોડું?' ને સામેથી જવાબ મિજાજનો જ મળ્યો, તો ત્યાંય દુઃખ લગાડતા પહેલાં આ જ વિચારવાનું કે

**'દુઃખ મારા ક્યા દોષને લીધે લાગે છે?'**

'સામાના ખરાબ સ્વભાવથી પોતાને દુઃખ' એમ વિચારવા કરવા કરતાં, 'પોતે જે એમ માની બેઠો છે કે મારે બધા મારા અનુકૂળ, વશવર્તી, આજ્ઞાંકિત જ હોવા જોઈએ એવા ધોરણથી જ દુઃખ છે,' એમ વિચારવું સારૂં છે. પુણ્ય એટલું પહોંચતું નથી માટે તો આ સામેથી બડફો ઠોકનાર મળે છે એ હકીકત છે. નાણાં ન પહોંચતા હોય અને સારો માલ લેવાનો હક રાખવો એ દોષરૂપ છે.-આ દોષ જો કાઢી નખાય, વિચારાય કે-

આ સામેથી ઉદ્ધત જવાબ એ આપણા પુણ્યની કમી સૂચવે છે.

પુણ્યની ઓછાશ પણ પૂર્વે ધર્મારાધનાની યા બીજાઓ સાથે નમ્ર માયાળુ વ્યવહારની ખામી રાખ્યાનું સૂચવે છે. તો હવે એ ખામી જ ટાળું.

'સામાનો સ્વભાવ એમના બિચારાના તેવા કર્મના બળાત્કારને લીધે છે. મારે એની દયા જ ચિંતવવી રહી. **સારૂં થયું. દયા ચિંતવવાનો સારો મોકો મળ્યો.** મારે જીવનમાં મુખ્ય કામ ધર્મ-આરાધના અને નમ્ર-સૌમ્ય-માયાળુ વ્યવહાર. એ વધારું,' આમ વિચારણા રખાય તો દુઃખ લગાડવાની કોઈ વાત નહિ રહે.

**ખોટી ગણતરી રૂપી દોષ કાઢયો કે દુઃખ ગયું સમજો.** દુઃખ કાઢવાનો રસ્તો આ,-આપણા પોતાના દોષને શોધી કાઢી એની ગુલામી બંધ કરવાનો પુરુષાર્થ કરવો. 'પોતાના જ દોષથી દુઃખ છે,' એના બદલે 'બહારના

નિમિત્તે દુઃખ છે' આવી ખોટી ગણતરી ઈર્ષ્યાદિ દોષ ઊભા કરે છે, વધારે છે, અને એથી દુઃખ ઓર વધે છે.

**મુનિ પણ કેમ ભૂલે :—**

સિંહગુફાવાસી પરાક્રમી મુનિ પણ ભૂલે છે ! એમાં પોતાના મનની ખોટી ગણતરી કારણભૂત છે, એ જોવું નથી, ને બહાર ફાંફા મારવા છે, તેથી ગુરુએ કરેલી પ્રશંસા પર દુઃખ કરે છે, ઈર્ષ્યાની આગ પ્રજ્વલિત રાખે છે. કેવું આશ્ચર્ય ! સિંહનો ભય જીતવાનું સહેલું બન્યું, ઇર્ષ્યા જીતવાનું મુશ્કેલ બની ગયું છે. જેના પર ઇર્ષ્યા થાય છે તેની સાથે આમ તો પ્રેમનો વ્યવહાર પણ કર્યો હશે, પરંતુ પ્રેમની પરીક્ષા અવસરે થાય છે. આમાં,

**' જેમની સાથે પ્રેમ છે એમનો સારામાં સારો સ્વાર્થ સધાય એમાં આપણે રાજી,' એવો હિસાબ રાખ્યો હોય તો પ્રેમની પરીક્ષામાં પાસ થવાય; એના પર ઈર્ષ્યા ન આવે.**

પણ ના, જો પોતાના સ્વાર્થની જ મુખ્ય ગણતરી છે, તો ઈર્ષ્યા આવતા વાર નહિ લાગે. ત્યાં પછી પ્રેમ ડૂલ ! પછી તો એમ થાય કે, 'હં ! મને નહિ ને એને અધિક મળે ? એનું વધારે સન્માન ? શું હું કમ છું?'

પ્રેમ કેટલાયની સાથે કરીએ છીએ, પ્રેમનો દાવો રાખીએ છીએ કે ' અમને તમારા પર પ્રેમ છે,' પણ સ્વાર્થ સધે ત્યાં સુધી પ્રેમ, એ સ્થિતિ છે. એટલે સ્વાર્થ ઘવાતાં ઊંચાનીચા થવાય છે. જાણે શુષ્ક હૃદય ! એમાંય આપણા

કરતાં બીજાનું વધારે સારૂં સહવાની તાકાત નથી, એટલે ઝટ ઈર્ષ્યા ઊઠી આવે છે.

ગુણ કયો ? પ્રેમ કે ઈર્ષ્યા ? મઝા શામાં ? સામાનું સારૂં સહી લઈએ, એથી ખુશી થઈએ, એમાં ? કે ઈર્ષ્યાથી બળીએ એમાં મઝા ? સામાનું સારું સહી લઈએ એમાં તત્ત્વથી આપણને નુકસાન શું ?

એને સારૂં મળ્યું તો એના પુણ્યથી કે પુરુષાર્થથી મળ્યું, એમાં આપણે બળવાની જરૂર શી? ઉલ્ટું, બળવામાં તો બીજા કેટલાય ભારે અનર્થ અને મનનો બિગાડો આપણી જાતમાં જ અને તે આપણી જાતે જ ઊભા કરવા જેવું થાય છે. જોજો સિંહગુફાવાસી મુનિ એક ઈર્ષ્યાના માર્યા કેટકેટલા અનર્થમાં પટકાય છે!

## રુક્મીને શા માટે મરવું છે?

રાજપુત્રી રુક્મી પોતાના પિતાને કહે છે,–

'હે પિતાજી ! મારો આપઘાતનો વિચાર દુ:ખમય જીવનના કંટાળાને લીધે નથી કે 'અરે! પરણીને તરત મારા પતિ ગુજરી ગયા! તો હાય! હવે મારૂં સંસાર–સુખ નષ્ટ થઈ ગયું, એટલે હવે દુઃખમાં જીવીને શું કામ છે? જીવવામાં શી મજા ? સુખ વિના દહાડા કેમ જાય ?' ના,ના, આવો જીવવા પર મને કોઈ કંટાળો નથી. પરંતુ મને મોટો ડર છે કે મારી યુવાની હવે શરૂ થાય છે. અને જુવાની દિવાની! જીવને દિવાનો બનાવે છે. એમાં હજી લગ્નયોજના કંઈક અંકુશ મૂકે છે, જેથી જ્યાં ત્યાં જીવ ભટકે નહિ. પણ મારે કર્મ

સંયોગે અંકુશ બહારની સ્થિતિ ઊભી થઈ છે. એટલે મને ભય છે કે આ ઉન્મત્ત યુવાનીમાં ક્યારેક નથી ને કાંઈ અજુગતું આચરાઈ ગયું તો હું આપણા નિર્મળ કુળને કેવી કલંક લગાડનારી થાઉં ? જીવીને એવું કલંક લગાડવું એના કરતાં મરવું સારૂં. માટે મરવા ઈચ્છુ છું.'

જુઓ અહીં બાળ વિધવા બનેલી રુક્મીની વિચારણા ક્યાં જઈ રહી છે ! એને સુખના અભખરા નથી રહ્યા, પરંતુ કુળને કલંક લગાડનારૂં કોઈ અધમ કૃત્ય પોતાના હાથે ન થઈ જાય એની ભારે ચીવટ છે.

**કુળની ખાનદાની અને પ્રતિષ્ઠાના ભાર જીવને પાપના ને અકાર્યના ભય ઊભો કરે છે.**

રખેને પાપ થઈ જાય તો ? એ ભય સ્વચ્છંદ વર્તન પર અંકુશ રખાવે છે. પૂર્વે એનાં મૂલ્ય અંકાતા એટલે પ્રસંગે કોઇને કહેવાતું કે–'તારા જેવા કુળવાન, ને આવો વિચાર કરે ? આવો બોલ બોલે ? આવું વર્તે ?' પોતાને પણ જાગૃતિ રહેતી કે 'મારા ઊંચા કુળના હિસાબે મારે અધમ બોલચાલ કરાય નહિ; બલ્કે ઉત્તમ દયા પરોપકારનાં વચન-વર્તાવ રાખવા.' કુળનો ભાર તો દાક્ષિણ્ય, ગાંભીર્ય, શિસ્ત, વિનયાદિ કેટલાય ગુણો સહેજે જીવંત રાખતો.

આજે ક્યાં આ કુળ–પ્રતિષ્ઠાનો ભાર છે ? આજ તો સબ સરખા કરવા છે. હલકાને ઉત્તમ નથી બનાવવા, પણ ઉત્તમને નીચે ઊતારવા છે.

પ્ર૦—એમ કેમ ? હરિજનને ઊંચે લાવે છે ને ?

ઉ૦—'ઊંચે લાવવાનું' શાને કહેવાતું હશે? જીવો બિલકુલ આત્મસન્મુખ ન હોય એ કાંઈક પણ આત્મસન્મુખ અને ગુણસંપન્ન થતા આવે એનું નામ ઊંચે આવવાનું કહેવાય? કે ભૌતિક સુખ-સમૃદ્ધિમાં વધારે આસક્ત, એની અધિક લાલચવાળા અને આત્મદૃષ્ટિ ગુમાવનારા બને એ ઊર્ધ્વીકરણ કહેવાય? એમાંથી વાસ્તવિક ઊર્ધ્વીકરણ કયું? આજે સામ્યવાદી પ્રજાની દશા જુઓ. ટિબેટ, કોરિયા, વિયેટનામ, પૂર્વ જર્મની વગેરેમાં એ લોકોએ કેટલા ભયંકર હત્યાકાંડ મચાવ્યા છે? ભૌતિક દૃષ્ટિ વિકસાવી. એટલે ઊર્ધ્વગમન નહિ પણ અધઃપતન થયું! કેમકે એમાં માનવહત્યાઓ પણ હોંશે ક્રૂરતાથી કરવા શીખ્યા. ત્યારે અહીં ભારતમાં પણ શું છે? આની છાયા પથરાવા લાગી છે. લોકોમાં દયા-અહિંસા વધી? સત્યભાષિતા વધી? નીતિ-પ્રામાણિકતા વિકસી? સદાચારનું પ્રમાણ વધ્યું? ત્યાગ, સંતોષ વિકસ્યા?—આવું બધું કયાં છે? એ નહિ, તો ઊર્ધ્વીકરણ શાના ઉપર કહેવાય છે? તાત્પર્ય, ઊંચ-નીચ કુળના ભેદ મિટાવી 'સબ સરખા' કરવાની આજની રીતરસમમાં ઉત્તમ કુળના ખ્યાલ ઉપર જે ઉત્તમ વિચાર આવતા તે વસ્તુ ન રહી.

રુક્મી આ કહી રહી છે,—'પિતાજી! હું આપના વિશુદ્ધ કુળને કદાચ કલંક ન લગાડી દઉં! એના કરતાં આપઘાત કરી લેવો સારો.'

અહીં એક પ્રશ્ન થાય,

પ્ર૦-જો આપઘાત કરવાની અત્યારે તૈયારી છે, તો તો રુક્મી એમજ કાં ન વિચારે કે 'જ્યારે એવું કલંકિત આચ-

રણ કરવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે જ તેવું કરતાં પહેલાં આપઘાત કરીશ...?' આપઘાત તો ત્યારેય થઇ શકે ને ?

ઉ૦—આનો જવાબ રુક્મી જે કારણ બતાવે છે એમાં રહેલો છે. એ પિતાને કહે છે, 'બાપુ ! કર્મના ઉદય વિચિત્ર હોય છે. શી ખબર ક્યારે કેવા મોહનીય કર્મનો વિપાક ફૂટી નીકળે ? એમાં વળી મારો પાપી સ્ત્રી-અવતાર ! સ્ત્રીપણું એટલે પાપપ્રકૃતિ, ભારે ચપળ ચંચળ સ્વભાવ ! તે નથી ને ક્યારેક તેવા કોઇ કર્મનો વિચિત્ર વિપાક જાગી જાય અને તેમાં કાંઈ અજુગતું આચરવાની દુર્બુદ્ધિ થઇ તો ? સ્ત્રી-સુલભ ચંચલ સ્વભાવે દુઃસાહસ કરી નાખતાં વાર નહિ ! એથી આપના વિશ્વ-વિખ્યાત કુળને ભયંકર કલંક લગાડનારી બનું ! એના કરતાં પહેલેથી જ મરવું સારૂં.'

અર્થાત્ અશુભ કર્મોની શિરજોરી એવી છે કે અસત્ સમય-સંયોગોએ એ અશુભ કર્મને ભભુકી ઊઠવાનો અવસર મળ્યા પછી જીવને એ તરત મલિન ભાવમાં ઘસડે છે ! એમાં ય પુરુષ હોય તો કદાચ પોતાના સત્ત્વથી એના પર અંકુશ મૂકી અનર્થ કરતો બચી જાય. પરંતુ સ્રીમાણસને ચંચળતાને લીધે ઝટ દુષ્કૃત્યમાં પડવાનો મોટો સંભવ ! પછી ત્યાં 'આપઘાત કરું પણ હું વ્રતભંગ ન કરું" એવો શુભ ભાવ જાગી પાછા વળવા જેટલો અવસર ક્યાં ? રુક્મી પોતાની જાત માટે આ સમજે છે, તેથી તેવા ભાવી પ્રસંગની રાહ ન જોતાં અત્યારે વિધવા છતાં એ ભવિષ્યના સંભવિત અકાર્યથી બચવા આપઘાત કરવા ઇચ્છે છે.

**રાજાની કદરદાની :—**

વિચારવા જેવું છે કે પ્રસંગ ઘણો ગંભીર બન્યો છે. એવા અવસરે 'હાય! મારૂં સંસારસુખ લૂંટાઇ ગયું', તેથી આપઘાત કરું,' એમ ચિંતવવાને બદલે 'મારાહાથે કુળને મલિનતા ન લાગો, માટે આપઘાત કરૂં" એવો વિચાર આવે છે. રાજા એ જાણીને ચકિત થઈ જાય છે. એના મનને એમ થાય છે કે 'અહો! આ કેટલો અદ્‌ભુત બાળિકાનો વિવેક કે એ સમજે છે કે કુળને કલંક લગાડવા કરતાં મરવું સારું! કેવી સરસ જાગૃતિ કે યુવાનીના પાશવી ઉન્માદને ઠીક જ કળી જાય છે! મારાં અહોભાગ્ય છે કે મારે પુત્ર નહિ છતાં આવી પુત્રી મળી! શું આની બુદ્ધિ! કેવી સરસ પ્રજ્ઞા! કેવો વૈરાગ્ય! અહો! આ પુત્રી ક્ષણે ક્ષણે વંદનીય છે કે જેનો આવો મોટો ગુણ છે. તો આ જયાંસુધી મારા ઘરે વસે છે ત્યાંસુધી મારૂં અતિશય મોટું શ્રેય છે. ખરે! આને જોતાં, યાદ કરતાં, ને આની સાથે વાતચીત કરતાં પણ પાપ ધોવાય છે. માટે અપુત્રિયા એવા મારે આજ પુત્રતુલ્ય હો.'

રાજા દીકરી રુક્મીના શુભ આશયની કદર કરી રહ્યો છે, એને ભારે મહત્ત્વ આપી રહ્યો છે. કેમ વારૂ? કારણ આ છે, કે—

**જીવ જયારે ભવ—બાળકાળમાંથી ઊંચો આવે** છે, ત્યારે જ એને આ વિચાર આવે છે કે 'મારા કુળને કલંકિત કરનારી ચેષ્ટા ન કરૂં, એવી વાણી પણ ન બોલું. એમ મારા ધર્મને કે મારા ગુરુને કલંક લાગે એવા વેણ કે વર્તાવ

શાસન અને સાધુ પર કલંક લાગતું અટકી ગયું. અલબત્ સંઘમાં હાહાકાર મચી ગયો! સંઘને જબરદસ્ત ખોટ પડી! શું આચાર્ય મહારાજને એ ધ્યાનમાં નહોતું? હતું, પરંતુ એના કરતાંય શાસનની હીલના અને સાધુમાત્ર પર લોકનો અવિશ્વાસ એ મહાભયંકર નુકસાન છે, એમ સમજતા હતા.

બહુ સમજવા જેવું છે. રાભસવૃત્તિથી કે લોભથી ક્યારેક એવું કાંક બોલી-ચાલી નાખીએ કે જેથી જૈનધર્મ પ્રત્યે લોકને સૂગ થાય, એ મામુલી દુષ્કૃત્ય નથી. એમાં તો એ લોકોને ભાવીમાં પણ જૈનધર્મ પામવાનું દૂર હડસેલાઈ જાય! ઉલ્ટાં ધર્મવિરુદ્ધ પ્રવર્તવાનું કરનારા બને! અહીંની સૂગ કે પ્રેમ એ ભાવી તેવી સૂગ કે પ્રેમનું બીજ છે.

**માટે જ ડાહ્યા માણસનું કર્તવ્ય છે કે,—**

(૧) દેવ-ગુરુ, ધર્મના દાનાદિ પ્રકારો, ધર્મસ્થાનો, ધર્મ–શાસ્ત્રો, વિનયાદિ ગુણો, અને ધર્માત્માઓ પ્રત્યે જેટલો બને તેટલો આદરભાવ અને ભક્તિભાવ, જીવો પ્રત્યે પ્રેમભાવ, તથા દુઃખી અને પાપી પ્રત્યે દયાભાવ ભાવ્યે જ જઈએ, ભાવ્યે જ જઈએ. જેથી ભાવી તેવા ઉચ્ચ ભાવનાં અહીં બીજ પડી જાય.

(૨) તેમજ એથી ઉલ્ટું, દ્વેષભાવ, ઈર્ષ્યાભાવ, વૈરભાવ, વગેરેને સરાસર વોસિરાવતાં જઈએ, જેથી એનાં બીજ બળી જાય તો ભવિષ્યમાં વેઠવું ન પડે. એ ભાવો હટાવવા એને લાગતા વળગતા દોષો દૂર કરવા પડે.

જુઓ ભવાભિનંદીના દોષ–દુર્ગુણમાં વિચાર્યું છે કે

ઇર્ષ્યા કેટકેટલી ખતરનાક પરિસ્થિતિ સરજે છે. એ સરજવાનું કારણ એક તો એના મૂળ ઘણાં ઊંડા ઉતરી ગયા હોય છે; અને બીજું એ કે એના પોષક દોષો આત્મામાં એકરસ થઈ ગયા હોય છે.

ઇર્ષ્યાના મૂળમાં અભિમાન છે, દ્વેષ છે, અસહિષ્ણુતા છે.

(૧) **અસહિષ્ણુતાથી** બીજાની અધિક પ્રશંસા સહાતી નથી. એટલે પછી ગમે તેવું અકાર્ય કરવા ખૂનસ ચડે છે, દ્વેષના લીધે સામાની પાયરી યાને પ્રશંસિત સ્થાનની કક્ષા નીચે ઉતારવાનું અધમાધમ મન થાય છે.

(૨) **અભિમાનના લીધે** હવે પગલું ભરવું છે. તેની યોગ્યતા કે ગજું પોતાનામાં છે કે નહિ, એનો વિચાર કરવાનું માંડી વળાવે છે. અહંત્વના લીધે પાપથી પાછું ન વળવાની જીદ–દુરાગ્રહ ઊભો થાય છે.

(૩) **દ્વેષની લીધે** લેશ્યા બગાડે છે, સામા પર જાણે વૈરની ગાંઠ ન હોય એમ એની પૂંઠ પકડાય છે. પછી એને ગમે તેવાં નુકસાન કરવામાં દિલ અચકાતું નથી. એમાં જરૂર પડયે કૃષ્ણ લેશ્યા અને રૌદ્રધ્યાનમાં ચડી જવાનું બને છે. ઈર્ષ્યાથી દ્વેષિલા બનેલા માણસનું ખૂનસ વધતાં વધતાં કદાચ સામાનું મૃત્યુ થવા સુધીની કે આગળ વધીને એને મારી નાખવા સુધીની ભયંકર દુષ્ટ બુદ્ધિ ઊભી થાય છે.

**બે વિદ્યાર્થીની વાત :-**

એક ઉપાધ્યાય પાસે બે વિદ્યાર્થી ભણે છે. બેમાં એક વિદ્યાર્થી સારો સુશીલ, વિનયી અને પરિશ્રમી છે,

ન આચરું પછી ત્યાં કંઈ સહવું પડે એની ચિંતા નહિ; ભોગ દેવો પડે તો દેવો; પણ કુળને, ધર્મને કે ગુરુને કલંક ન લાગવા દેવું.'

**કાલિકસૂરિજી મહારાજે** શાસન પર કલંક ન ચઢે માટે આત્મહત્યા કરી લીધી. રાજા ઉદાયીને એ પોષધ અને ધર્મશ્રવણ કરાવવા માટે એક રાત પૂરતું એના મહેલમાં ગયેલા. રાજા ઉપાશ્રયે ન આવે ? આવે, પણ અહીં રાજ્ય ખટપટો ભારે હતી; દુશ્મન રાજાના ડર હતા, 'નથી; ને ધર્મવિશ્વાસનો ઘાત કરનાર કોઈ ગુપ્ત ભેદી માણસ ભેટી જાય તો ?' પરંતુ નસીબ બે ડગલાં આગળ ! તે રાજા ઉદાયીને મારવા માટે દુશ્મન રાજાનો ચંડપ્રદ્યોતનો માણસ બાર વરસથી દીક્ષા લઈ આચાર્ય મહારાજનો ભારે વિનયી શિષ્ય બની ગયેલો ! બસ ધર્મ-વિશ્વાસમાં એને કાલિકસૂરિજી મહારાજે સાથે લીધેલો, તે રાતના ધર્મકથા બાદ સૂરિજી અને રાજા નિદ્રાધીન બન્યા ત્યારે ઊઠીને રાજાનું ગળું કાપી રવાના થઈ ગયો.

**ધર્મવિશ્વાસનો ભંગ ભયંકર :–**

કેટલો અધમાધમ વિશ્વાસભંગ !' દુશ્મન પણ એને ન આવકારે. માટે તો જ્યારે એણે જઈને ચંડપ્રદ્યોત રાજાને વાત કહી ત્યારે રાજા કમકમી ઊઠયો ! કહે છે, ' હરામી ! આવું નીચ કૃત્ય કર્યું ? નીકળ અહીંથી મારા રાજ્યમાંથી.' દેશનિકાલ કર્યો. દુશ્મનાવટમાં પણ ધર્મવિશ્વાસના ભંગનું આવું અતિ હીચકારૂં કૃત્ય એને પસંદ નહોતું.

**માણસની ધર્મવિશ્વાસભંગની ચેષ્ટા એ અતિ**

**નીચ કક્ષા અને ભાવી દીર્ઘાતિદીર્ઘ કાળ દુર્ગતિ-ભ્રમણની આગાહી સૂચવે છે,**

માટે આ સાવધાની રાખવાની છે કે ધર્મવિશ્વાસની છાયા હેઠળ કોઈનો ય દ્રોહ ન કરીએ.

અહીં તો રાજાનું ગળું કપાયાથી લોહી ધડ ધડ વહેતું ચાલ્યું. રેલો કાલિકસૂરિજી મહારાજના સંથારે પહોંચ્યો! તરત આચાર્ય મહારાજ જાગ્યા અને જુએ છે તો રાજાનું ગળું કપાઈ ગયું છે! અને બહુ વિનયી માનેલો શિષ્ય ત્યાં છે નહિ. વસ્તુસ્થિતિ કળી ગયા કે 'આ કોઈ ભેદી દુશ્મનનો દગો થયો! પરંતુ હવે શું કરવું?'

**આચાર્ય મહારાજ આપઘાત કરે ?:**

કાલિકસૂરિજી મહારાજે તરત માપી લીધું કે 'જો હવે હું જીવતો રહું તો એમ જ મનાય કે રાજાનું ખૂન કરાવવા માટે જ જૈનાચાર્યનો પેંતરો હતો! બસ, જૈનધર્મમાં આવા ને આવા નીચ કારસ્તાન જ રચાય છે.' આમ જૈન-શાસનને ખટ્ટો લાગે. લોક જૈન સાધુનો વિશ્વાસ કરે નહિ. એ સ્થિતિ ટાળવા મારે પણ જાતે ગળું કાપી મર્યે જ છૂટકો; જેથી પછી એટલું જ જાહેર થાય કે 'કોઇ દ્રોહી માણસ આવી રાજા અને આચાર્યનું ખૂન કરી ગયો.'

**શાસનહીલના સર્વોપરિ નુકસાન :—**

આટલી જ વાર; આચાર્ય મહારાજે તરત જ છરી પોતાના ગળા પર કડક હાથે ફેરવી દીધી ને પછી એને દૂર નાખી દીધી. સવારે એમની ધારણા પ્રમાણે જ જાહેર થયું,

બીજો એથી ઉલ્ટો છે, દુર્ગુણી અને પ્રમાદી. ગુરુ તો સરખી રીતે ભણાવે, પણ એને જાણે પરિશ્રમની બાધા! એટલે ઠોઠ જેવો રહે. પહેલો પરિશ્રમ કરનારો, તે પણ ગુરુસેવા–વિનયમાં ઉજમાળ રહીને; એટલે સારો સુબુદ્ધ બન્યો. ગુરુ સહેજે 'બુદ્ધિ સતેજ છે....' એમ અનુમોદના કરે. એ પેલા ઠોઠ દુર્ગુણી વિદ્યાર્થીને સહન નથી થતું. 'બસ! આ કેમ આગળ વધી જાય? માળો ઢોંગી છે....' એમ ઈર્ષ્યાથી સળગી રહ્યો છે.

**ઈર્ષ્યાળુની અધમ ચેષ્ટા :—**

એક વાર એવું બન્યું કે ઉપાધ્યાયે બંનેને કાષ્ઠ લઈ આવવા મોકલ્યા. પેલો ગુણિયલ વિદ્યાર્થી તો જંગલમાં સૂકાં લાકડાની શોધ કરતો રહ્યો. પણ છત હતી નહિ એટલે લાકડાં ભેગાં કરતાં વાર લાગી. ત્યાં આ ઈર્ષ્યાળુ ભાઈ–સાબ પહેલાં તો નદીએ લહેર કરવા ચાલી ગયા. પછીથી એક ડોશીને કાષ્ઠ માથે લઈ જતી જોઈ એટલે ઝટપટ દોડી એને ગળું દાબી મારી નાખીને એનાં લાકડાં ઉપાડી ગુરુ પાસે આવી ગયા!

એના દિલમાં ઈર્ષ્યાનો અગ્નિ ભડભડ સળગી રહ્યો છે, એટલે એક તો ઝટપટ ગુરુ પાસે આવી શાબાશી લેવાને માટે ડોશીને બિચારીને મારી નાખી! અને હવે પેલાને હલકો પાડવા એના પર ખોટું કલંક ચડાવેછે. ગુરુને કહે છે.

'જુઓ ગુરુજી જુલ્મ! આપ જેને સારો માનો છો એનું કુકૃત્ય કેટલું બધું ભયંકર? આપે તો લાકડાં લઈ

આવવા કહ્યું પણ પેલા ભાઈસાબ નિરાંતે ફરતા રહ્યા; અને હવે સમય થઇ ગયો એટલે લાકડાં લઈ આવતાં કેટલું ભયંકર કૃત્ય કરીને આવે છે !'

ગુરુ પૂછે છે, કેમ શું થયું ?'

ચેલો કહે છે, 'આ હું લાકડાં લઈને આવી રહ્યો હતો એમાં પાછળ મેં ચીસ સાંભળી. દૂર જોઉં છું તો ભયંકર દૃશ્ય ! પેલો વિદ્યાર્થી એક ડોશીને મારીને એનાં લાકડાં ઝુટવી લાવવાની પેરવીમાં હતો !'

ગુરુ કહે છે 'હેં ? આવું ? આવવા દે એને.' ઉપાધ્યાય ખોટા ચડાવ્યા ચડયા, સુશીલ વિદ્યાર્થી પર ગુસ્સે થઈ ગયા. આવતાવેંત પેલાને કહે છે–'કેમ મોડો ?'

એણે તો બિચારાએ કહ્યું કે 'આજે લાકડાં એટલા ઝટ મળ્યાં નહિ તેથી ભેગાં કરતાં મોડું થયું !'

ગુરુ કહે છે, 'જુઠ્ઠા ! હરામી ! આવા કૃત્ય કરે છે ? ચાલ્યો જા અહીંથી. મને તારૂં મોઢું ન બતાવીશ.' કાઢી મૂકયો એને. પણ એ ખાનદાન છે, તેથી જુદું જ પરિણામ આવે છે.

જુઓ, આમાં ઇર્ષ્યા પેલા વિદ્યાર્થીને કયાં સુધી લઈ ગઇ છે એનો વિચાર કમકમી ઉપજાવે એવો છે. પારકો માલ ઉપાડયો એટલુંજ નહિ, કિન્તુ માલની નિર્દોષ માલિકણ ડોશીને મારી નાખી ! હવે એ પાપનું આળ સારા વિદ્યાર્થી પર ચઢાવ્યું ! ઇર્ષ્યા જાતને માયામૃષાના ઘોર પાપમાં અને પેલાને કાઢી મૂકવાના ભારે દુઃખમાં ઉતારે છે ! આગળ પર નાલેશી આવશે, પાપનાં ભયંકર ફળ ભોગવવા પડશે, પાછી એમાં પૂર્વના ઇર્ષ્યાદિ-પાપોના કુસંસ્કાર હોવાથી

પાપબુદ્ધિ સ્ફુર્યા કરશે, એ બધું ઊભું કરી દીધું ! છે ને અનર્થોની હારમાળ ?

કહેવાય છે 'ગરજવાનને અક્કલ નહિ.' પરંતુ આ ઈર્ષ્યાદિ ખતરનાક દોષવાળાને અક્કલ કેટલી ? એક ઈર્ષ્યાના પાપમાં તણાયો પોતે જ પોતાની કેવી દુઃખ--દુષ્કૃત્યની ખાઈ ખોદી રહ્યો છે ! એ ડાહ્યો કે મૂરખ ? અક્કલનું દેવાળું કાઢે છે કે ડહાપણનો ખજાનો મેળવી રહ્યો છે ? ઈર્ષ્યાદિ અનેક દોષો અને પાપોમાં ખુશમિશાલ રહી અધઃપતનમાં ઊતરનારને અક્કલવાળો કોણ કહે ? સિંહગુફાવાસી મુનિ ઈર્ષ્યાના માર્યા, જોવા જેવું છે કે, કેટલી હદે કેવાં અતિ દુષ્ટ પાપબુદ્ધિ સુધી પહોંચી જાય છે.

**ઈર્ષ્યામાં મુનિની વિટંબણા :—**

**સિંહગુફાવાસી** મુનિ ચોમાસુ આવતાં ગુરુની આગળ માગણી કરે છે કે 'હું કોશા વેશ્યાને ત્યાં ચોમાસું કરૂં.'

ગુરુ કહે છે 'તમારું કામ નહિ.'

આઠ આઠ મહિનાથી અંતરમાં ઈર્ષ્યાનું શલ્ય રાખી મૂક્યું છે એવા આ મુનિ તારક ગુરુવચનને શી રીતે તહત્તિ કરી શકે ? એ તો ઈર્ષ્યાના કુવિકલ્પમાં જ ચઢે ને ? કે 'બસ ! જોયું ? સ્થૂલભદ્રજીને આવા મામુલી અને ભારે સરળ કામમાં મહા દુષ્કરકારકનો જશ આપ્યો, હવે એ જશ બીજો ન લઈ જાય માટે પહેલેથી ત્યાં ચોમાસુ કરવા જવાની જ ના પાડે છે ! સ્થૂલભદ્રજી તો મોટા રાજ્યમંત્રીના દીકરા ખરા ને ? દુનિયામાં દેખાય છે ને કે પૈસાવાળાની, કે સત્તાધીશની શરમ કોને નથી પડતી ?'

છે વિકલ્પને કોઇ માઝો મર્યાદા ? કોના માટે આ પાપ-કલ્પના ? જિનશાસનના શણગાર, પોતાને ભવકૂપમાંથી ઊંચકનાર, અનેક ભવ્યાત્માઓના તારક, મહાધુરંધર પ્રભાવક, મહાજ્ઞાની શ્રુતકેવળી આચાર્ય ભગવાન શ્રી આર્ય સંભૂતિવિજય માટે આ વિકલ્પ કે 'એ તો મંત્રીની શરમમાં પડ્યા. બીજો કોઇ સાધુ મંત્રીપુત્ર જેવો જશ ન લઈ જાય માટે પહેલેથી જવાની જ ના પાડનારા !'

એટલે ? 'ગુરુ ઈર્ષ્યાળુ !' છે કલ્પનાની હદ ? કોના માટે ? પોતાને ભવકૂપમાંથી ઉદ્ધરનાર, મહા ગુણિયલ, મહા જ્ઞાની ગુરુ માટે ? પણ,

**પાપી ઈર્ષ્યાના જાલિમ કેફમાં કાંઇ નવાઈ કે હદ નથી કે મનથી કેટલી કુકલ્પના થાય, વચનથી કેવાં ભારે વેણ બોલાય, અને કાયાથી કયા અધમ દુષ્કૃત થાય.** આની કોઈ નવાઈ નહિ, કોઈ હદ નહિ.

**માટે જ ભવાભિનંદીપણું ઠેરાવનારા આ પાપિષ્ઠ ઈર્ષ્યા** માત્સર્ય અસૂયા-અસહિષ્ણુતા વગેરે દોષથી બહુ સાવધ રહેવા જેવું છે. કદાચ એ સંયોગો પરિસ્થિતિવશ આચરણમાં તેવા કાયિક ભયંકર કૃત્ય નહિ કરાવે, તો પણ માનસિક-વાચિક ગોઝારી વિચારણા-વાણીમાં તાણી જશે. એટલે જ 'રખેને હું ઈર્ષ્યાવશ તંદુલિયા મચ્છ જેવી નરકદાયી કાળી લેશ્યા અને ભયંકર વિચારણામાં ચઢું તો ! માટે મૂળ પાયામાં ઈર્ષ્યા જ ન કરું,'– આ ભાવના વારંવાર સેવી અવસરે અવસરે સુલભ એવી ઈર્ષ્યાથી બચવા જેવું છે, મન મારીને એને રોકવા જેવી

છે. વારંવારની આ શુભ ભાવના કર્યા વિના નહિ બચાય.

**ઈર્ષ્યાદિ પાપોને રોકવા માટે આત્મસાખે આ વિચારવું, —**

'સામાને સારું મળ્યું તો એના પુણ્યે મળ્યું છે. પુણ્ય એણે ઉપાર્જ્યું છે. પુણ્યોપાર્જનમાં પ્રધાન નિમિત્ત દેવ-ગુરુ-ધર્મ બનેલ છે. અત્યારે એનો ભોગવટો એ પુણ્યવાનને વરેલો છે. ભોગવાઈને પુણ્ય ખત્મ એનું થવાનું છે.-આ બધામાં ક્યાંય કોઈ જગાએ તારો સંબંધ જ છે? તો શા સારૂ એમાં માથું ઘાલે? કેમ મન બગાડે? એના પર નજર પણ શા માટે નાખવી જોઈએ? અને કદાચ નજર પડી તો બળે છે શું કામ? ખુશી થા ને; સામાને દેવગુરુના પ્રભાવે મળ્યું એના પર ખુશી માનવામાં દેવ ગુરુ પર ખુશી છે. એમાં શું ખોટું? બળે શું કામ? કર્મની વિચિત્રતા જો; વિપાક કર્મના વિચાર, એથી દુર્ધ્યાનના પાપમાં નહિ પડે. બાકી બળવામાં તો દુર્ધ્યાન થશે, તારો જ આત્મા કુસંસ્કાર અને પાપકર્મથી ખરડાશે. કોઈને સારૂં થાય, અને આપણે એના પર આપણા જ આત્મામાં બગાડો ઘાલીએ, એ કેટલી બધી મૂર્ખાઈ?

## કિંમતી મનને ન બગાડો.

આ મહત્ત્વનો વિચાર છે કે બીજાના સારા કે બૂરા ઉપર આપણા આત્મામાં બગાડો ન ઘાલીએ. બીજાનું સારું દેખીને ઈર્ષ્યા થાય એ મનને બગાડવાનો ધંધો છે. બીજાની ભૂલ-ખોડ-આપણુ પર દ્વેષ આવે, નિંદાની

વૃત્તિ થાય એ પણ મનનો બગાડો છે. મનના બગાડાથી આત્મા બગડે છે. કોઈના કર્માનુસાર થતા બનાવ ઉપર આપણું મન કલુષિત કરવાનું આ કેવું મૂર્ખાઈભર્યું કામ ! શું એટલું ન વિચારી શકાય કે,

**બીજાની સારી-નરસી વાત-વસ્તુ કે જે કર્મની વિચિત્રતાને આધીન છે, એના પર આપણું મન ડહોળીને શો ફાયદો ?**

**કર્મ આગળ જીવ નગણ્ય :-**

ધ્યાનમાં રાખવા જેવું છે કે સામાને એનાં કર્મ પોતાનું ફળ દેખાડે એમાં કેટલી ય વાર એ જીવ અને આપણે નગણ્ય હોઈએ છીએ. કર્મ નથી એને ગણકારતા ને નથી આપણને ગણકારતા. કર્મ તો જીવની શરમ કે દયા વિના, કે જીવનું ગમે તેવું ઊંચું સ્થાન પણ ગણકાર્યા વિના, પોતાનું કામ બજાવ્યે જ જાય છે; પછી ભલે આપણે નાદાનપણે મનમાં ગમે તેવા લોચા વાળીએ, પણ કર્મને એની ગણના નથી. તો પછી શી જરૂર લોચા વાળવાની ? **લોચા વાળીને શા સારૂ આપણું કિંમતી મન બગાડવું કે જ્યાં આપણે નગણ્ય છીએ ?**

**આપણા મનની કિંમત આંકવા જેવી છે.** જો આપણે એને એક મહાન કોહિનૂર હીરા જેવું મૂલ્ય-વાન સમજીએ, 'એ બહુ કિંમતી,' એવી ભાવના કર્યા કરીએ, તો હીરાની જેમ એની રક્ષા કરવાની ને એને મેલ ન લાગવા દેવાની ભારે કાળજી અને ચીવટ રહે. કેવળજ્ઞાન પમાડનારા

શુક્લધ્યાન અને ક્ષપકશ્રેણી અપાવનાર આ મનની કિંમત છે? જો એને મેલું કરીએ તો ઠેઠ સાતમી નરકે લઈ જાય એવા મનની નાજુકતા અને મહત્ત્વ કેટલું બધું? એ વિચારજો-

**મન લઈ જાવે મોક્ષમાં રે,**

**મન હી ય નરક મોઝાર.**

આવા મહા કિંમતી મનની પવિત્રતા અને શુભ ભાવમાં ને તત્ત્વમાં જ મનની લયલીનતા અતિશય આવશ્યક છે. દ્વેષ, દંભ, માયા, મૂર્છા, અહંકાર વગેરે તો એને અડવા ય ન દઈએ. એ કચરાથી મન બગાડવા જતાં બહારમાં કાંઇ ફરક પડતો નથી; ને કચરાથી દૂર રહીએ તો મનથી મસ્ત બાદશાહ બન્યા રહીએ છીએ, ને નવાં કર્મના કચરાથી બચીએ એ નફામાં !

**રાજપુત્રી રુક્મી** કાયર બની છે. ભવિષ્યમાં કુળ-કલંક લાગવાનું ન બને એ માટે આપઘાત કરવાનું મન કરે છે. અલબત્, કલંક ન લગાડવા માટે મક્કમતા રાખવી, કલંક લાગે એવું અકાર્ય ન કરવું, એ મનનો શુભ ભાવ છે, પરંતુ એ માટે યોગ્ય પુરુષાર્થના રાહે ચાલવાને બદલે જીવનને આરાધના વિનાનું બાળ-મરણ જ પમાડી દેવું એ કાયરતાનો અને અવિવેકનો અશુભ ભાવ છે. રુક્મીનો પિતા એ સમજે છે, એટલે એના પાપભયની કલંકભયની અનુમોદના કરી, એનો અશુભ ભાવ મિટાવવા, હવે જુઓ, શું કહે છે,—

# ૩. પિતાનો ભવ્ય ઉપદેશ

## આપઘાત અટકાવવા ઉપદેશ :-

બાપ ત્યાં કહે છે, "હે રુક્મી ! તું આપઘાતનો વિચાર ન કર. તું જો, કે આપણાં કુળમાં એ અજ્ઞાન પદ્ધતિ છે નહિ. તું ચોકસ સમજી રાખ કે આ માનવ જીવનમાં ભરપુર સુકૃત સાધના અને સમસ્ત પાપોના ક્ષય માટે સોનેરી તક છે. એથી જ આપણા પૂર્વજો કાયરતા કરી ધર્મસાધના ને પાપ-ક્ષય માટેના આ ખાસ કિંમતી જીવનનો નાશ કરતા નહિ. ગમે તેવા કષ્ટ વેઠવા તૈયાર, પણ જીવનનો અકાળે અંત લાવી ભવ્ય સાધનામાંથી રદ બાતલ થઈ જવા તૈયાર નહિ. **એમ આ જ જીવનદ્વારા પાપને અટકાવવા માટે ભગીરથ ઉપાયો યોજવાનું એમનામાં ડહાપણ હતુ, પણ એવા ઉપાયોને યોજવા માટે અત્યંત યોગ્ય એવા એકમાત્ર આ કિંમતી જીવનને એમ જ ખોઇ નાખવા એમની તૈયારી નહોતી.**

"હે સુશીલા ! આ બંને વાતનું કારણ એ છે કે પછીના જીવનની આપણને કશી ખબર નથી કે અહીં પછીનું

જીવન કેવું આવશે ! ત્યાં કષ્ટ નહિ જ આવે, ને ત્યાં પાપ નહિ જ પકડે, એનીય કોઈ ખાતરી નથી. ઉલ્ટું, આત્મહત્યા અને અસમાધિવાળા મનને લીધે સાચે જ અહીં કરતાં વધુ કષ્ટ અને પાપકૃત્યવાળું જીવન મળે એ બહુ સંભવિત છે. પછી તું જ કહે, અહીં કષ્ટનો કંટાળો કે પાપકૃત્યની ભાવી આગાહી કરીને એનાથી છૂટવા મરી ગયા, પણ તેથી શું? આગળ પર કષ્ટ કે પાપકૃત્યથી બચી જ જવાનું થોડું જ નક્કી છે?

"માટે હે ભાગ્યવતી ! વિવેકનો વિચાર કર. અવિવેકના ઘરની ગણતરી મનમાં ય લાવીશ ના.

**"આના પછીના ભવ તો અનિશ્ચિત છે કે કેવાં ય ભરચક કષ્ટ અને દુષ્કૃત્યવાળા મળે. ત્યારે અહીં તો નિશ્ચિત સારો અને સમર્થ ભવ હાથમાં છે.** કુળને, અહીં તને જે ડર છે એવાં, કલંક લાગે એવા પાપાચરણથી બચવાની મજબૂત ભૂમિકા ઊભી કરી શકીએ છીએ. એના ઉપાયો છે. એ માટે જ્ઞાની ભગવંતોએ બતાવેલા સચોટ ઉત્તમ ઉપાયો આદરવાની અહીં મહાન શક્યતા છે. તો આ **શક્ય અને હાથવેંતની વસ્તુ ગુમાવી સંદેહવાળા પરલોકના અંધકારમાં શા માટે ભૂસકો મારવો ?**

"હે વિવેકવંતી ! આ વિષમ જગતમાં જો ને કે જીવોને કષ્ટ પણ કેટકેટલાં છે ? ને દુર્ગુણ–દુષ્કૃત્યો પણ કેટલાં પારાવાર છે? ત્યારે આપઘાત પછી એવા હલકા કીડા–પશુના જીવનમાં ઝડપાઇ ગયા તો કઇ દશા ? કેટકેટલાં દુઃખ ! કેવાં

